# બરજોરજી વિરહ.

ખાનબહાદુર બરજોરજી એદલજી મોદીજી સાહેબ. સુરતની સ્માલકાઝ કોર્ટના જજ્જ સાહેબ. તા. ૨૬-૧-૧૯૦૨ ના રોજ સ્વર્ગવાસી થએલા, તેમના વિયોગ દુઃખનું વર્ણન.

---

આણંદમાં શોક પ્રદર્શક કમીટીમાં, રાવસાહેબ કાસીભાઇ વ. મામલતદાર, આજમ. ગણપતરાવજી બાબાજી પ્રધાન સાહેબ, આજમ. છોટાલાલભાઇ શેઠ, આજમ. દાદાભાઇ નારણદાસ પટેલ. વગેરે શોક પ્રદર્શીત કરતા સદગૃહસ્થોમાં સામીલ રહી,

**રચનાર.**

મરહુમના અત્યંત માયાળુ અને માનવંત વડીલભાઈ ખાનબહાદુર **બમનજી એદલજી** મોદી. એમ. એ. ડી. ડેપ્યુટી કલેકટર ખેડાનાની ગમગીનીમાં ભાગ લેનાર તેમનો અત્યંત નમ્ર અને વફાદાર.

**બાળકૃષ્ણ ભોગીલાલ પંડ્યા. આણંદનો**

(ખેડાવાળ સુબોધશતક, વિદ્યા મહાત્મ્ય, બમનજીના છંદ વગેરેનો કર્ત્તા)

---

છપાવી પ્રસિદ્ધ કરનાર,

મરહુમની લાયકીને અંતઃકરણથી માન આપનાર.

**એજ કર્ત્તા.**

---

ખર્ચ ૦-૦-૬.

# ખાન બહાદુર બરજોરજી એદલજી મોદી એમ. એ. એલ. એલ. બી. સ્મૉલકૉઝ કોર્ટના જજ્જ સુરતનાના વિરહનું વર્ણન.

## રાગ પરજીયો.

અરે કોઈ સજ્જન એવોરે, જડે બરજોરજી જેવોરે; ટેક૦
સુરતના સદૃગ્રહસ્થોની મધ્યે, મોટું જેનું માન,
ગુજરવાસી ગુણવંતા કરે, જેના ગુણનું ગાન, અરે૦ ૧
ખાન બહાદુર બમનજીનો, નાનો એતો ભ્રાત;
અદલ પરાક્રમી એદલજી છે, તે બંનેના તાત, અરે૦ ૨
સને અરાડ પચાસની સાલે, જ્યારે અકટોબર માસ;
તારીખ ચોવીસમીને દહાડે, અવતર્યો એતો ખાસ. અરે૦ ૩
પંદર વર્ષે મેટ્રીકમાં ને, શોળમે બી. એ. માં પાસ;
વળતી વિલાયત સીવીલીયનમાં, બાવનમે નંબરે ખાસ.અરે૦૪
વિચરી વિલાયત જ્ઞાન વધારી, એલ. એલ. બી, માં અત્ર;
પાસ થયા પછી એમ.એ. મધ્યે, કીર્તી વધી સર્વત્ર, અરે૦ ૫
ઇંગ્રેજીમાં કવિતા રચીને, સુર્ય મંડળ વિષે આપ,
યુનીવર્સીટીનું ઇનામ પામ્યા, પોતાની બુદ્ધિ પ્રતાપ. અરે૦ ૬
સંને અરાડ તોતેરની સાલે, ઓરપાડે સબ જજ્જ;

ન્યાયખાતામાં આ નિપુણ નિમાયા, ધર્મની જાણે ધ્વજ. અરે૦ ૭
સંને અરાડસેં ઇઠોતેરમાં, બોરસદે નીમનોક,
ત્યાર પછી ભરૂચે નીમાયા, સઘળ સુખી થયા લોક. અરે૦ ૮
સંને અરાડ ઇઠોતેરની સાલે, ગુજરાતના ફર્સ્ટ કલાસ;
સબજજ્જ શાણા આ ગૃહસ્થ નિમાયા, જાણો જાનેવારી માસ. અરે૦ ૯
પચાસીમાં અમદાવાદ ને, ઇઠાસીમાં સુરત;
નેવુંમાં પુણા મધે નીમાયા, સ્માલકાજે જેનું સત. અરે૦ ૧૦
નીર્મળ ન્યાયી ને નેક નામ ને, નવસેં તો માસે પગાર;
શાણી રાણી હીંદની હે[illegible] બરજોરને બલીહાર. અરે૦ ૧૧
છનુની સાલે મુંબાઈ મધ્યે, સ્માલકાજે સબજજ્જ;
ત્યાર પછી સુરતમાં બીરાજ્યા, નિજ પુર કરવાને સજ. અરે૦ ૧૨
ચાર પુત્રી એક પુત્ર મુકી વળી, રડતા મુકી તાત;
કાળ મહા વિકાળે કીધો, આ ગુણવંતનો ઘાત. અરે૦ ૧૩
સગાં સંબંધીમાં શોક ફેલાયો, અનુક્રમે અશોક;
પાછળથી બહુ દીલગીરી પામ્યા, મુંબાઇ ઇલાકાના લોક. અરે૦ ૧૪
વિદેશમાં જ્યમ ખબર ગઇ ત્યમ, દીલગીરી દર્શક પત્ર;
લોકે લખીને કે તાર કરીને, શોક જણાવ્યો સર્વત્ર. અરે. ૧૫
સુરતમાં હડતાલ પડીને. રડીને થાકયા લોક;
ઇશ્વરને આપણ શું કરીએ શાથી સમાય આ શોક. અરે. ૧૬
સુરતની સૌ ન્યાય કચેરીએ[illegible] શોકથી રાખી બંધ;
મીસ્તર મોસ્કાર્ડી સાહેબે, સ્નેહનો જણવી સંબંધ. અરે. ૧૭
આ દુનીઆમાં જે ઉપયોગી, ઇશ્વરને ઘેર એહ;
ખાસ હોય જેમ ખપ પડતો ત્યમ, તેડાવી લેછે તેહ. અરે. ૧૮

નીર્મળ ન્યાયીને પુર્ણ પ્રમાણીક, શાન્ત નમ્ર એ વીર;
ગંભીરતામાં સાગર જેવો, નમ્રપણે જયમ નીર. અરે. ૧૯
દુર્ગુણ જેમા જરીએ ન દીઠો, પુરણ ગુણનુંજ પાત્ર;
દેહ કર્મી દેવાંશી જેવો, ગોરૂ જેનું ગાત્ર. અરે. ૨૦
દીલ દયા કરી દરીદ્ર ઉપર, રાખતો દ્રષ્ટી રહેમ;
ગુણવંત જ્ઞાનીને દાતા દયાળુ ને કદીએ ભુલાએ કેમ. અરે.૨૧
અંધ અપંગને આપતો એતો, દ્રવ્ય કે અન્નનું દાન;
સ્વદેશપ્રેમી ને જનહીત ચીંતક, ખરેખરો ખાનદાન. ૨૨
અક્કલ ને અધીકાર અતી પણ, અંતર નહીં અભીમાન;
સમદ્રષ્ટી તેની સરવેપર, કાચા ન મળે કાન. અરે. ૨૩
ન્યાય નીપુણ તે વિક્રમ જેવો, ભોજ સમો દાતાર;
ધર્મધુરંધર તે ધરણીપર, પ્રભુ ભક્તીપર પ્યાર. અરે૦ ૨૪
બીલોર આરસી જેવો એતો, પારસી આપ પવિત્ર;
દુરગુણ ટાળક દિનજન પાળક, મોટા મોટાનો મિત્ર. અરે. ૨૫
કવિ ગુણી અને પંડીત કેરૂ, મનથી સાચવતો માન;
હુન્નર કારીગરી ઉત્તેજક, હવે ન એહ સમાન. અરે૦ ૨૬
જણ સૌ આપણે જાણીએ છીએ કે, નામ સર્વનો નાશ;
તોપણ માયાની રચના એછે કે, અતીશે થવાયઉદાસ. અરે. ૨૭
શોક કરી ખુબ પોક મુકયેથી, મરનારને શો લાભ;
એમ જાણી પરમેશ્વર પાસે, સદ્દગતી માગો આપ. અરે૦ ૨૮
ઇશ્વર એમનો ઉદ્ધાર કરજો, સદ્દગતી દેજો સધ;
બાળ કહે હીતેચ્છુ હોતો, કૃષ્ણ એમ ઇચ્છજો અધ.
અરે કોઇ સજ્જન એવોરે, જડે બરજોરજી જેવોરે. અરે. ૨૯

પુત્ર તેઓનો નીકળે પરાક્રમી, ખરી ભાગે પ્રભુ ખોટ;
અંતરથી સૌ એવુંજ ઇચ્છો, નોંધ કરીને નોટ. અ૨૦ ૩૦

---

## દોહરો.

બુદ્ધિવતા બરજોરજી, મનમાં આ સિધાન્ત;
સારી પેઠે સમજતા, તેથી સદ્‌ગુણી શાન્ત. ૧

## મનહર છંદ.

સાહેબ કહેવાયા પણ સાહેબને જાણ્યા નહીં,
એથી તો સાહેબરાત સારા આ સંસારમાં;
ખુરસીએ બેસી ખરી વાતનો ન કર્યો ખ્યાલ,
એથી શું કલંક બહુ ખોલકા કુંભારમાં.
પંખા તળે પેસી પક્ષપાત નવ પડ્યા મુક્યો,
એથી તો પંખાળાં ભલાં પક્ષી વસે વનમાં;
નેકી પોકરાવી નેક નજરથી ચાલ્યા નહીં,
એથી તો પુતળાં ભલાં ગ્રહસ્થના ભુવનમાં. ૧

મુ. આણંદ. } લી.
} બાળકૃષ્ણ ભોગીલાલ પંડ્યા.
જાનેવારી, ૧૯૦૨ } આણંદના.

